# હોરેશિયસ

નું

## શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

કરનાર,

દેસાઈ નરસિંહલાલ માધવલાલ, બી. એ.

પ્રીન્સિપાલ, ધી નેટીવ ઈન્સ્ટીટ્યુશન.

અમદાવાદ.

( પ્રથમાવૃત્તિ. )



સને ૧૯૦૧.

" નિર્મળ " પ્રિન્ટિંગ પ્રેસ, અમદાવાદ.

# HORATIUS.




( ગીત )

નું

## શુદ્ધ ગુજરાતિ ભાષાંતર.

૧ **કલ્યુઝીઅમના લાર્સપોર્સીનાએ** પોતાના નવ કુળ દેવતાના સમ લીધા કે **ટાર્કવીન**નું ઉમદા કુટુંબ હવે વધારે વાર ગેરઇનસાફ ખમશે નહિ; તેણે નવ દેવતાના સમ લીધા અને એકઠા થવાનો એક દિવસ મુકરર કર્યો, અને પોતાની સેનાને બોલાવી લાવવાને પોતાના દુતને ચારે દિશામાં ઝડપથી જવાને હુકમ કીધો.

૨ ચારે તરફ દુતો ઉતાવળથી ગયા, અને કિલ્લા, શહેર તથા ઝુંપડીમાં રહેનારા લોકે તુરીનો નાદ સાંભળ્યો. **રોમની** સામે યુદ્ધ કરવા **કલ્યુઝીઅમના લાર્સ પોર્સીના** જાય ત્યારે પોતાના ઘરમાં જે નિમકહરામ **એટ્રુસ્કન** પાછળ રહે તેને શરમ છે.

૩ ઘણાક ઠાઠવાળા બજારના સ્થળમાંથી, ઘણાક રસાળ મેદાનમાંથી, અને ઘણાક જાંબુડા રંગના **એપેનાઈન**ના શિખર ઉપર લટકતા ગરૂડ પક્ષીના માળાના જેવા **બીચ** અને **પાઈન** ઝાડથી ઢંકાયેલા

એકાંત ગામડામાંથી ઘોડેસ્વાર તથા પાયદળ જથાબંધ આવતું હતું.

૪ જુના વખતના દેવતાઈ રાજાઓને માટે દૈત્યોથી ચણાયલો ઘણોજ પ્રખ્યાત ગઢ જ્યાં છે તેવા ભવ્ય **વોલટેરિ** શહેરમાંથી, તેમજ આકાશને બાદલ મુકતા **ભુમધ્ય સમુદ્ર**માં આવેલા **સાર્ડીનીયા**ના બરફથી ઢંકાયેલા પર્વતના શિખરો જેના ચોકિયાત જોઇ શકે છે તે દરિયાની વચ્ચે આવેલા **પોપ્યુલોનિયા**ના બંદરમાંથી ઘોડેસ્વાર તથા પાયદળ એકદમ જથાબંધ આવતું હતું.

૫ સારા વાળવાળા ગુલામથી લાદેલા **મેસીલીયા**ના વહાણો જ્યાં લંગર કરે છે તે **પિઝા** જે **ટીર્હેનીઅન** સમુદ્રનું મુખ્ય બંદર છે તેના ભભકાદાર બજારમાંથી, તેમજ અનાજના ખેતર, દ્રાક્ષના માંડવા અને ફુલના બાગની વચમાં જ્યાં સુંદર **કલેનીસ** નદી વહે છે ત્યાંથી, અને વળી જેના મિનારાના શિખર આકાશમાં ઉંચા થાય છે (અડે છે) તેવા **કોર્ટોના** શહેરમાંથી ઘોડેસ્વાર તથા પાયદળ જથાબંધ આવતું હતું.

૬ શ્યામ **ઓઝર** નામના નાળામાં જે ઓકઝાડના ટેટા પડે છે તે ઓક ઊંચા છે. **સીમીનીઅન** નામની ટેકરી ઉપર શતા ઝાડની ડાંખળીયો જે હરણાં ખાય છે તે પુષ્ટ છે. બીજા બધા ઝરા કરતાં **કલીટયુમ્નસ** નામનો ઝરો ભરવાડને અતિશય પ્રિય છે, અને સર્વ સરોવરમાં **વોલ્સીનીઆ** નામનું સરોવર, પારધીઓ વધારે ચાહે છે.

૭ પણ હવે **ઓઝર**ના નાળાની પાસે લાકડાં કાપનારનો ઘાનો અવાજ સંભળાતો નથી. **સીમીનીઅન**ની ટેકરી ઉપર કોઇ પણ શિકારી લીલોતરીવાળા ખેતરમાં રસ્તો લીધેલા હરણને પગલે જતો નથી. **કલીટયુમ્નસ**ના ઝરાની પાસે પાસે, દેખરેખ વગર દુધીયા વાછરડા ચરે છે, અને **વોલ્સીનીયા**ના સરોવરમાં જળચર પક્ષી વગર ઇજાએ ડુબકી મારે છે.

૮ આ વર્ષ **એરોશીઅસ**નો પાક વૃદ્ધ પુરૂષો લણશે. આ વર્ષ **અમ્બ્રો**માં બાળક, તરફડતાં ઘેટાંને નવડાવશે અને વળી આ વર્ષ, હસમુખી છોકરીઓના શ્વેત પગની આસપાસ **લુના**ની મોટી ટાંકીયોમાં દ્રાક્ષના નવા દારૂને ખમીર ચડશે અગર ફીણ આવશે, કે જેના વડિલો રોમ ઉપર સ્વારી કરી ગયા છે.

૯ **લાર્સપોર્સીના**ની પાસે સાંજ સવાર દેશના ડાહ્યામાં ડાહ્યા ત્રીસ પસંદ કરાયલા ભવિષ્યવેત્તા રહે છે. એ ત્રીસ જણાએ પુરાતન કાળના પ્રખ્યાત ભવિષ્યવેત્તાના જમણીથી ડાબી બાજુ તરફ ધોળા શણના લુગડાં ઉપર લખેલા સ્તોત્ર સાંજ સવાર ઉથલાવ્યાં છે.

૧૦ અને તે ત્રીસે જણાએ એકમતે પોતાનો મંગલસુચક જવાબ આપ્યો છે. " પરમેશ્વરના વહાલા **લાર્સપોર્સીના !** તું યુદ્ધે ચઢ, તું યુદ્ધે ચઢ. જા; અને **કલુઝીઅમ**ના બાદશાહી મહેલમાં માન સહિત પાછો ફર. અને **રોમ**ની સુનાની બારે ઢાલો **એટ્રીશીયા**ની ભાગ્યદેવી **નર્શીયા**ના યજ્ઞકુંડ આસપાસ લટકાવ."

૧૧ અને હવે એકે એક શહેરે પોતાના લસ્કરની સિપાઇની સંખ્યા મોકલી આપી છે. એંશી હજારનું પાયદળ છે ને દશહજાર પાયગા છે. તે મહાન ફોજ **સટ્રીઅમ**ના દરવાજા આગળ ભેગી થઇ હતી. અને તે ભેગા થવાને દિવસે **લાર્સપોર્સીના** એક ગંભીર (મગરૂબ) માણસ લાગતો હતો.

૧૨ કારણ કે, સઘળાં **ટસ્કન** લશ્કર, અને થોડા ઘણા સેકસટસની જોડે દેશ પાર થયેલા **રોમનો** અને વળી ઘણાંક બળવાન સહાયકારી રાજા તેની નજર તળે વ્યુહમાં ગોઠવાયેલાં હતાં. અને **લેશીઅન**ના એક સંપથી જોડાયલા ત્રીસ શહેરના મંડળનો અધિપતિ **ટસ્કયુલન મેમીલસ** તે સૈન્યમાં ભેગા થવાને પોતાના રસાલા સહિત આવ્યો,

૧૩ પણ પીળી **ટાઇબર** નદીની પાસે બીક ને ગભરાટ પ્રસરી રહ્યાં હતાં. દરેક વિસ્તીર્ણ ખુલ્લાં મેદાનમાંથી લોકો **રોમ** તરફ નાશી આવ્યા. **રોમ** શહેરની આસપાસ અડધા ગાઉ સુધી લોકના ટોળાંએ રસ્તા રોકયા. એ લાંબી રાત્રિને દિવસ એક ભયંકર દેખાવ હતો.

૧૪ કારણકે કાખમાં ઘાલી ચાલવાની ઘોડી ઉપર ટેકીને વૃદ્ધ પુરૂષો, બેજીવ વાળી સ્રીયો, અને પોતાને ગળે વળગાડેલાં હસતાં બાળકને જોઇ ડુસકાં ખાતી માતાઓ, અને ગુલામોની ખાંધ ઉપર જમીનથી ઊંચે ડોળીમાં ઉચકાયલા માંદા પુરૂષો, અને દાતરડા અને ડાંગ સહિત આવેલ, સૂર્યના તાપથી શ્યામ પડી ગયેલા ખેડુતોનાં ટોળાં.

૧૫ અને દારૂની કુપ્પીઓથી લાદેલા ખચ્ચર અને ગધેડાના જુથ, અને ઘેટાં, બકરાં, ગાયના અગણિત ટોળાં અને દાણાના કોથળા તથા ઘર સંસારી સરસામાનના ભારથી કચડકચડ બોલતાં ગાડાની અગણિત હાર, આ બધાથી દરેક ઘોંઘાટથી ભરેલો ( અને તેથી ઘોંઘાટ કરતો ) દરવાજો રોકાયો હતો.

૧૬ હવે **ટાર્પીઅન** ખડક ઉપરથી મધ્યરાત્રના આકાશમાં રાતાં બળતાં ગામડાની હાર, ફીકા પડી ગયેલા હકદાર શહેરીઓ. જોઇ શકતા હતા. **રોમ** શહેરની ( senate ) રાજ્યમંડળીના સભાસદો આખી રાત્રિ અને દિવસ બેશી રહ્યા કારણ કે કલાકે કલાકે કોઇક ઘોડેસ્વાર નાહિંમત કરી નાંખે તેવી ખબર લાવતો.

૧૭ **એટ્રુસ્કન** લશ્કર પૂર્વ અને પશ્ચિમ તરફ ફેલાયું છે. **ક્રુસ્ટુમીરીઅમ**માં ઘર, વાડ કે કબુતરખાનું (ઝુંપડું) રહ્યું નથી. તેમના નાયક **વર્બેનાએ ઓસ્ટીઆ**ની નીચે સુધીનું સઘળું ખુલ્લું મેદાન ઉજડ કર્યું છે. અને **એસ્ટર** સરદારે **જેનીકયુલમ**નો ગઢ ઘેરો ઘાલી લીધો છે ને તેના બહાદુર પહેરેગીર કપાઈ મુઆ છે.

૧૮ ખરેખર, આખી રાજ્યકારભારી મંડળીમાં એવો કોઇ પણ વીર પુરૂષ નહતો કે જેને જ્યારે આ માઠા કહેવામાં આવ્યા ત્યારે તેને ભારે દુઃખ ના થયું હોય અગર તો તેનું હૃદય ઝડપથી ધડકયું નહીં હોય. રોમની રાજ્યસભાનો ઉપરિ અમલદાર (consul) એકદમ ઉભો થયો. રાજ્યમંડળીના સભાસદ તરતજ ઉભા થયા. ઉતાવળથી તેઓએ પોતાના ઝભા કમરે વિંટાળી દીધા અને સપાટાબંધ કિલ્લાની દિવાલ તરફ ગયા.

૧૯. (**ટાઇબર**) નદીના દરવાજા આગળ તેઓએ ઉભા ઉભાજ સભા ભરી. વાંચનાર અટકળ બાંધી શકશે કે, વિચાર યા વિવાદ કરવાનો વખત ટુંકો હતો. કોન્સલ બે ધડક ને સફાઇથી બોલી ઉઠ્યો કે 'પૂલને ઢીલ વગર તોડી નાંખવો જોઇએ. **જેનીકયુલમ** દુશ્મનના હાથમાં ગયું છે તેથી **રોમ**નો બીજી એકે રીતે બચાવ થઇ શકશે નહીં.'

૨૦ તેજ ક્ષણે ઉતાવળ અને બીકથી તદન ગભરાઈ ગયેલો એક જાસુસ દોડતો આવ્યો ને બોલ્યો કે '**કોનસલસાહેબ**, હથિયાર પકડો; શસ્ત્ર સજો; **લાર્સપોર્સીના** આ અહીંઆ છે.' **કોનસલે** પશ્ચિમ તરફ નીચી ટેકરી ઉપર તાકી તાકીને જોયું તો આકાશમાં રક્તશ્યામ ધુળનો વંટોળ જલદીથી વધતો માલુમ પડયો.

૨૧ ગોળ ફરતો અને આગળ વધતો રક્ત શ્યામ ધુળનો વંટોળ જલદિથી વધારે પાસે પાસે આવે છે, અને તે આગળ વધતા ધુળાના વાદળની નીચેથિ તુરીનો ગંભીર યુદ્ધનો નાદ, પગલાના ધબકારા અને ગણગણાટ સંભળાય છે, અને હવે તો ભાલાની લાંબી હાર અને ચકચકીત માથાના ટોપની લાંબી હાર, જાંબુડા રંગના ત્રુટક તેજના ઝબુકામાં ડાબી તથા જમણી બાજુ તરફ ઘણે દુર સ્પષ્ટ રીતે અને વધારે ખુલી રીતે દેખાય છે.

૨૨ અને તે ઝાંખી ચળકતી હાર ઉપર બાર (twelve)ના શ-

હેરની સુંદર ધજા વાંચનાર હવે ( કલ્પના શક્તિમાં ) જોઇ શકશે. પણ આ બધી ધજામાં ઉંચો **ગોલ** અને **અમ્બ્રીઆને** બીક આપતો મગરૂબ **કલ્યુઝીઅમનો** વાવટો હતો.

૨૩ અને હવે **રોમના** હકદાર શહેરીઓ, બહુજ સ્પષ્ટ રીતે, ઘોડા અને શિરતાજથી, ચાલ અને પોશાકથી દરેક શુરવીર અધિપતિને ઓળખી શકશે. **એરીશીઅમનો** **સીલન્યસ** પોતાના ઝડપથી ચાલતા બદામી રંગના ઘોડા ઉપર દેખાતો હતો. બીજા કોઇથી પણ ફેરવાય નહી તેવી તરવાર કમરપટે બાંધેલી, ચાર પડવાળી ઢાલવાળો **એસ્ટર** સોનેરી પટાવાળો **ટોલ્યુમનીઅસ** અને સરખટવાળા **થ્રેસીમીઅન** સરોવરની ઉપર આવેલા ગઢવાળો શ્યામ **વર્ણના** ત્યાં દેખાતા હતા હતા.

૨૪ બાદશાહી વાવટાની નજદીક સઘળા સૈન્ય ઉપર નજર રાખતો **કલુઝીઅમનો** **લાર્સપોર્સીના** હાથીદાંતથી બનાવેલા રથમાં બેઠો હતો, તેની જમણી બાજુએ **લેશીઅન મંડળનો અધિપતિ મેમીલઅસ** સ્વાર થયો હતો અને ડાબી બાજુએ નિંદ્ય કર્મ કરનાર નીચ **સેકસટસ** હતો.

૨૫ પણ જ્યારે શત્રુઓમાં **સેકસટસનો** ચહેરો દેખાયો. ત્યારે આકાશ ગજવી મુકે એવી એક કીકીયારી આખા ગામમાંથી નીકળી. ઘરના છાપરા ઉપર એવી એક સ્ત્રી નહીં હોય કે જેણે તેનું અપમાન કર્યું નહીં હોય અગર તો છીઃછીઃ કરી ફિટકાર નહી કર્યો હોય. એક એવું બાળક નહીં હોય કે જેણે, તીણે સ્વરે તેને **સેકસટસને** શ્રાપ નહીં દીધો હોય અગર પોતાની નાની મુક્રી નહીં હલાવી હોય.

૨૬ પણ **કોનસલ** સાહેબનો ચહેરો શોકાતુર હતો ને તેમનો અવાજ ધીમો હતો, દિવાલ તરફ તેણે દિલગીરીથી અને શત્રુ તરફ દિલગીરી સાથે ધમકી આપતા દેખાવથી તેણે જોયું. "પુલ તોડી નાંખીએ

તે પહેલાં શત્રુનું મોખરાનું લશ્કર આપણા ઉપર આવશે, અને જો તેઓ એક ફેરી પુલ જીતી લે તો પછી શહેર બચાવાની શી આશા રહે?"

૨૭—૨૮ નદીના દરવાજાની ટુકડીનો નાયક, બહાદુર **હોરેશીઅસ** બોલી ઉઠયો કે આ દુનીયામાં મરણ દરેક માણસને વહેલું કે મોડું આવે છે, અને પોતાના પિતૃઓના શબસ્થાન સારૂ પોતાના દેવના મંદીર સારૂ, લાડ લડાવી, ખોળામાં ઉછાળી રમાડયાં હોય એવી નરમ હૈયાની માતાઓ સારૂ, અને બાળક ધવાડી ઉછેરે છે તેવી પત્ની સારૂ, અને અખંડ દીવો બળતો રાખે છે. એવી પવિત્ર કુમારિકાઓ સારૂ, નિંદ્યકર્મ નીચ **સેક્સટસ**થી તેઓને બચાવવા સારૂ, ભય ઉપજાવનાર પોતાથી ચઢિયાતા શત્રુ સામા ટક્કર ઝીલતાં, વધારે કયાં સારી રીતે માણસ મરી શકે?"

૨૯ **કોન્સલ** સાહેબ, તમારાથી બની શકે તેટલી ઉતાવળથી પુલ તોડી નાંખો, બીજા બેજણાની મદદથી હું શત્રુને રમાડી શકીશ, ને (આગળ વધતાં અટકાવીશ). પેલા સાંકડા રસ્તામાં સહેલાઇથી ત્રણ આદમી હજારને રોકી શકશે. હવે (ચાલો બોલો.) મારી સાથે મારી ડાબી તથા જમણી બાજુએ ઉભું રહીને કોણ પુલ બચાવશે?

૩૦ ત્યારે **રેમ્નીસ** વર્ગનો મગરૂબ નાયક **સ્પુરીયસ લારશિયસ** બોલી ઉઠયો "જો હું તારી જમણી બાજુએ ઉભો રહીશ અને તારી જોડે પુલનો બચાવ કરીશ." **ટીશીસ** કુળનો બળવાન **હરમીઅનિયસ** બોલી ઉઠયો, "હું તારી ડાબી બાજુએ ઉભો રહીશ અને તારી જોડે પુલનો બચાવ કરીશ."

૩૧ **કોનસલ** સાહેબ બોલ્યા. **હોરેશીઅસ** તું કહેછે તેમ થવાદે અને ઢીલ વગર તે હીંમતવાન ત્રણ વીરલાઓ મોટા સૈન્યની સામે ત્વરાથી ગયા. કારણ કે **રોમ**ના પ્રાચિનના પ્રતાપી કાળમાં **રોમ**ની લડાઇમાં **રોમન** લોકો પૈસાની કે જમીનની, પુત્રની કે પત્નીની, અંગની કે જીવની દરકાર રાખતા ન હતા.

૩૨ ત્યારે તો કોઇ ટુકડી કે ટોળીને માટે હતો નહીં. ત્યારે બધા (પ્રજા સત્તાક) રાજ્યને માટે હતા. ત્યારે તો ઉમરાવો ગરીબને સહાય કરતા. ને ગરીબ માણસ ઉમરાવોને ચહાતા. તે વખતે જમીનની નિષ્પક્ષપાતથિ વહેંચણી થતી હતી, અને (લડાઇમાં જીતાયેલી વસ્તુઓ) લુંટ વ્યાજબી રીતે વેચવામાં આવતી હતી. **રોમ**ના અસલના પ્રતાપી કાળમાં **રોમ**નો ભાઇઓ જેવા હતા.

૩૩ પણ હાલમાં **રોમ**નો એક વતની બીજા ઉપર દુશ્મન કરતાં પણ વધારે દ્વેષભાવની નજરે જુએ છે. પ્રજાએ નીમેલા અધિકારી ઉચ્ચ વર્ગની છચોક સામા થાય છે. અને રાજસભા મંડળીના સભાસદો ગરીબ વર્ગને છુંદી નાંખે છે. જેટલે દરજ્જે આપણે ટુકડીની (ખટપટ)માં ગરમ થઇએ છીએ. તેટલેજ દરજ્જે સંગ્રામમાં નરમ થઇએ છીએ, આ કારણથી **રોમ**ના અસલના પ્રતાપી કાળમાં **રોમ**નો યુદ્ધ કરતા તેમ અત્યારે યુદ્ધ કરતા નથી.

૩૪ હવે જ્યારે આ ત્રણ વીરપુરૂષો બખ્તર વિગેરે તંગ કરી બાંધતા હતા ત્યારે કુહાડી લઇને સૌથી પહેલો **કોન્સલ** નિકળ્યો. રાજસભા મંડળીના સભાસદ સાધારણ વર્ગ જોડે મળી ગયા અને કુહાડી, લોહદંડ, કોશ વિગેરે પકડ્યાં ને ઉપર પાટિયાં હચહચાવી નાંખ્યાં અને નીચે થાંભલાના ટેકા ઢીલા કર્યા.

૩૫ તે દરમ્યાન (બહારથી) જોતાં ઘણુંજ પ્રતાપી **ટસ્કન**નું સૈન્ય, સુવર્ણના એક વિશાળ સમુદ્રના ચકચકતા મોજાની પેઠે એક હાર પાછળ બીજી હાર, બપોરના તેજનું પ્રતિબિંબ પાડતું આવી પહોંચ્યું. જે પુલને મોખરે આ ત્રણ વીરપુરૂષો ઉભા હતા ત્યાં આગળ જ્યારે આ મોટું સૈન્ય પરિમિત પગલાંથી, આગળ વધારેલા ભાલા તથા ફરકતા વાવટા સહિત આગળ વધી આવ્યું ત્યારે ચારસો રણતુરીમાંથી વીરરસ ઉપજાવે તેવો ગાયનનો નાદ નીકળ્યો.

૩૬ તે ત્રણ વીર પુરૂષો ઠુંઠે પેટે ચુપકીથી ઉભા રહ્યા. શત્રુ તરફ જોવા લાગ્યા. સૈન્યના મોખરાની ટુકડીમાંથી હાંસીની મોટી ગર્જના થઇ, અને તે ધાડા સૈન્યમાંથી ત્રણ સરદારો ઘોડાને એડી મારી અગાડી આવ્યા. ઘોડા ઉપરથી તેઓ જમીન ઉપર કુદી પડ્યાં. તેઓએ તરવાર મ્યાનમાંથી બહાર ખેંચી; ઢાલ ઉંચી કરીને તે સાંકડો રસ્તો જીતવાને ધસ્યા.

૩૭ **દ્રાક્ષની ટેકરીનો** અધિપતિ **ઓનસ** લીલોતરીવાળા **ટીફર્નમ**માંથી આવ્યો હતો. અને **એલ્બા**ની ખાણોમાં જેના આઠસેં ગુલામો લેવાઇ જાય છે તે **સીયસ** આવ્યો હતો અને શાંતિ અને લડાઇમાં **કલુઝીઅમ**નો માંડળિક રાજા **પીકસ** આવ્યો હતો. અને તે **પીકસ નાર** નદીના ભભક વિનાનો (મોજાં) પાણી ઉપર મિનારાથી ફરતો બાંધેલો **નેવીનમ**નો ગઢ બીહામણો દેખાય છે ત્યાંની ભુરી ટેકરી ઉપરથી પોતાનું **અમ્બ્રીયન** લસ્કર લડવાને દોરી લાવ્યો હતો.

૩૮ જબરા **લારસીઅસે ઓનસ**ને નીચે નદીમાં ધકેલી દીધો, **હર્મીનીઅસે સીઅસને** ઘા કર્યો અને તેને માથાથી તે દાંત સુધી ચીરી નાંખ્યો, અને શુરવીર **હોરેશીઅસે પીકસ** ઉપર જુસ્સાથી પ્રહાર કર્યો, અને તે મગરૂર **અમ્બ્રીયન**ના સુવર્ણથી મઢેલાં **શસ્ત્ર** લોહીવાળી ધુળમાં ખણખણ્યાં.

૩૯ ત્યાર પછી **ફેલેરીઇ**નો **ઓકનસ** અને દરિયાઇ લુટારૂ (ચાંચીયો) **અર્ગો** બેટનો **લોસ્ચુલસ** અને મહાન વિક્રાળ વરાહને કાપી નાંખનાર **વોલસીનીયમ**નો **એરન્સ** તે ત્રણ **રોમનો** સામા ધસી આવ્યા. ઉપર કહેલા વરાહની ગુફા, **કોસા**ની ભીની જગ્યામાં હતી અને તેણે **આલ્બીનીયા**ના કિનારા ઉપર આવેલાં કેટલાંક ખેતરો ઉજ્જડ કર્યાં હતાં અને માણસોને કતલ કર્યાં હતાં.

૪૦ **હરમીનીઅસે એરન્સ**ને કાપી નાંખ્યો **લાર્શીઅસે**

**ઓકન્સ**ને જમીન સરસો કરી નાંખ્યો. ને **હોરેશીઅસે લોસ્ચુલસ**ના હૃદય ઉપર બરાબર સીધો ઘા કર્યો. "તે બોલ્યો કે હવે ક્રુર ચાંચિયા, ત્યાંજ પડયો રહે. **ઓસ્ટીયા**ની દિવાલ ઉપરથી ભયભીત થયેલા અને લોહી વગરના લોકો તારા લુટતા વહાણનો રસ્તો બારિકાઇથી જોશે નહી. અને તારા ઘણાજ શ્રાપ પાત્ર વહાણને જોઇને **કેમ્પેનીયા**ના ખેડુતો જંગલમાં ને કોતરમાં નાશી નહી જાય."

૪૧ પણ હવે હાંસીનો અવાજ દુશ્મનના સૈન્યમાં સંભળાયો નહીં. ઉન્મત અને ગુસ્સા ભરેલો શોરબકોર લશ્કરની મોખરાની ટુકડીમાંથી નીકળ્યો. અને તે મોટું સૈન્ય પેસવાના માર્ગથી ૭ ભાલાની લંબાઇ જેટલું દુર થંભ્યું. અને તે સાંકડો રસ્તો જીતવાને થોડીવારતો કોઈ આવ્યુંજ નહીં.

૪૨ પણ વાંચનાર સાંભળ. **એસ્ટર**ના નામનો ઘોષ સંભળાય છે. અને જો, એસ્ટરને આગળ આવવાને માર્ગ આપવા લશ્કરની હાર છુટી પડે છે. **લુના**નો અધિપતિ, પ્રૌઢ પગલાં ભરતો આવેછે. તેના વિશાળ ખભા ઉપર ચાર પડવાળી ઢાલ જોરથી ખણખણે છે. અને કોઈ વાપરી ન શકે તેવી તરવાર તે ફેરવે છે.

૪૩ તેણે પરાક્રમી **રોમનો** તરફ શાંત અને સગૌરવ હાસ્ય કીધું. **એટ્રુરીઆ**ના પાછી પાની કરતાં બાયલા લશ્કરને માટે તેનો અતિશય તિરસ્કાર તેના ચહેરા ઉપરથી જણાઈ આવ્યો. તે બોલ્યો કે "જંગલી રીતે વરૂના બચ્ચાં સામા થાય છે, પણ જો **એસ્ટર** રસ્તો ખુલ્લો કરે તો તેની પાછળ જવાને છાતી ચલાવશો?"

૪૪ પછી તેણે ઊંચે બે હાથથી પોતાની પ્હોળા પાના વાળી તરવાર ગોળ ફેરવીને **હોરેશીઅશ** સામો ધસ્યો અને તેના ઉપર પોતાના સઘળા જોસથી પ્રહાર કર્યો. **હોરેશીઅસે** બહુજ ખબરદારીથી, ઢાલ અને તરવારથી તે ઘા ચુકાવ્યો; ચુકાવ્યો છતાં તે ખુબ

નજદીક આવ્યો. તેના ટોપનેતો ન વાગ્યો પણ તેની જાંગને વીંધી **ટસ્કન** લસ્કરે તેનામાં રાતું લોહી વહેતું જોયું ત્યારે હર્ષની બુમ પાડી.

૪૫ **હોરેશીઅસ** લથડ્યો અને **હર્મીનીઅસ** ઉપર એક ક્ષણવાર ટેકી ઉભો રહ્યો. પછી જખમથી ઉશ્કેરાયેલી એક રાની બિલાડીની માફક તે **એસ્ટર**ના મ્હોં ઉપર તેણે સીધો કુદકો માર્યો અને ઘણોજ જુસ્સા ભરેલો એક ઘા, દાંત, ખોપરી અને ટોપ વચ્ચે એવો કર્યો કે તેની પ્રિયકારી તરવાર **ટસ્કન**ના માથાની પાછળ એક વેંત બહાર નીકળી.

૪૬ અને તે **લુના**નો મહાન અધિપતિ જેમ **એલર્નસ** પર્વત ઉપર વિજળી પડ્યાથી **ઓક** ઝાડ પડે છે. તેમ તે વિનાશકારક ઘાથી પડ્યો. અને કડકડ કરતા અરણ્યમાં ઘણે દુર ઓક ઝાડની ડાળીયો ફેલાયેલી રહે છે તેમ તે અરણ્યમાં જમીન ઉપર **લુના**ના અધિપતિના લાંબા હાથ પ્રસર્યા, અને નિસ્તેજ બનેલા ભવિષ્યવેત્તાઓ તેના ચીરી નાખેલા માથા ઉપર મનમાં મનમાં બડબડતા, તાકી તાકીને જોવા લાગ્યા.

૪૭ **એસ્ટર**ના ગળા ઉપર પોતાનો પગ ઘણીજ દૃઢતાથી મુકયો અને ત્રણચાર ફેરી ઘણા જોરથી તરવાર ખેંચી ત્યારેજ તે તરવાર બહાર ખેંચી કહાડાઇ. તે બોલ્યો " ઉમદા પરોણાઓ, આપને આવકાર આપવાને અમે તૈયાર છીએ તે જુઓ. હવે કયો ઉંચા કુળનો સરદાર અમારી પરોણા ચાકરી લેવાને આવે છે."

૪૮ આવા અભિમાની લડાઇના કહેણથી, તે પ્રકાશિત મોખરાની ટુકડીમાં ગુસ્સો, શરમ અને ભયથી મિશ્રિત ગમગીની ભરેલો ગણગણાટ થયો ત્યાં આગળ વીરપુરૂષોનો કે ઉમદા કુળના માણસનો ટોટો નહીં હતો. કારણ કે **એટુરીઆ**ના બધા ઉમરાવ તે નાશકારક જગ્યાની આસપાસ એકઠા મળ્યા હતા.

૪૯ પરંતુ, જમીનપર લોહીવાળા શબ અને પેસવાના માર્ગપર ત્રણ વીરપુરૂષો જોઇને, બધા **એટ્રુરીઆ**ના ઉમરાવો, નાહિંમત થયા હતા, અને એક સસલાનો શિકાર કરવા ભટકતાં બાળક અજાણતાં, લોહીચુતા હાડકામાં રમતાં ક્રુર ઘુરકતાં ઘરડા રીંછની અંધારી બોડ પાસે આવી ચડે છે અને ભયભીત થઇ પાછા હઠે છે તેઓની માફક તે વિકાળ પેસવાના માર્ગ આગળ ત્રણ વીરપુરૂષો ઉભા હતા ત્યાંથી સઘળા ભયથી પાછા ફર્યા.

૫૦ આવો ભયંકર હુમલો કરવાને ત્યાં કોઇપણ અગ્રેસર નહી હતો, સૈન્યના પાછલા ભાગના યોદ્ધા આગળ વધવાનું કહેતા ને આગલા ભાગમાંના પાછળ હઠવાનું કહેતા. અને તે મોટું લસ્કર આમ તેમ આગળ પાછળ ઝોલા ખાતું હતું, અને તરવારના આમતેમ મહાલતા સમુદ્રમાં વાવટા આમથી તેમ ફરતા હતા; અને તુરીનો વિજયી નાદ ધીમે ધીમે બંધ થયો.

૫૧ તોપણ તે લોકોની ઠઠની બહાર એક માણસ નીકળી આવ્યો. તે ત્રણે જણાને સારી રીતે જાણીતો હતો, અને તેઓએ મોટેથી તેને માન આપ્યું. **સેક્સટસ** ભલે પધાર્યો; ભલે પધાર્યો; તારી જન્મભૂમિ ઉપર ભલે પધાર્યો. તું શું કરવા ખમચાય છે અને પાછો ફરે છે? આ પાસે **રોમ** તરફ જવાનો રસ્તો રહ્યો.

૫૨ ત્રણવાર તેણે **રોમ** શહેર તરફ જોયું: અને ત્રણવાર તેણે મુએલા માણસોને જોયાં. ત્રણ ફેરી તે વેગથી ધસી આવ્યો અને ત્રણ ફેરી તે ભયનો માર્યો પાછો વળ્યો. ભય અને તિરસ્કારથી તે ભોંઆફૂક પડયો અને જ્યાં બહાદુર **ટસ્કનો** લોહીના કુંડમાં રગદોળાતાં હતાં તે સાંકડા રસ્તા ભણી ઘુરકીને જોયું.

૫૩ તે દરમ્યાન તો કુહાડી, ને કોશ દૃઢ રીતે ખંતથી કામે લગાડવામાં આવ્યા. અને હવે તો તે પુલ ઘણા વેગથી વહેતી ટા-

**ટાઈબર** નદી ઉપર પડું પડું થતો લટકી રહ્યો છે. બધા **સેનેટરો**એ મોટેથી બુમ પાડી " **હોરેશીઅસ** ! પાછો આવ ! પાછો આવ ! **લાર્સીઅસ** ! **હર્મીનીઅસ** ! પાછા ફરો. તોડેલો પુલ પડી જાય તે પહેલાં પાછા વળો. "

૫૪ **સ્પુરીઅસ લાર્શીઅસ** અને **હર્મીનીઅસ** શરના વેગે સપાટા બંધ પાછા દોડયા, અને જ્યારે તેઓ પુલ ઓળંગતા હતા તે વખતે તેમના પગ નીચે પાટીયાં કચડ કચડ બોલતાં હતાં. પણ જ્યારે તેઓએ મ્હોં ફેરવી પાછા જોયું ત્યારે **હોરેશીઅસ**ને એકલો દૂરના કિનારા ઉપર જોયો અને તેથી તેઓ **હોરેશીઅસ**ને મદદ આપવાને બહુજ ખુશીથી પાછા ફર્યા હોત.

૫૫ પરંતુ, એક ગર્જના જેવા કડાકા સાથે, બંધ તુટેલા પાટિયાં નીચે પડયાં, અને તે મોટું ખંડીએર પાણી ખાળવાને બાંધેલા સેતુની માફક **ટાઇબર** નદીની વચ્ચે બરાબર આડું પડયું. અને જેવા પીળા ફીણના છાંટા ઉંચા મિનારાની ટોચ સુધી ઉડયા કે તરતજ **રોમ**ની દિવાલ ઉપરથી મોટો વિજય ધ્વનિ નિકળ્યો.

૫૬ એક નહી પળોટાયેલા ઘોડાને જ્યારે પહેલ વહેલી લગામ લાગે છે, ત્યારે બહુજ બળ કરે છે અને પીળી યાળ ઉછાળે છે તથા લગામ તોડી નાંખે છે અને સ્વતંત્રતા મેળવીને આનંદ પામી કુદે છે તથા પાટિયાં વિગેરે તોડી નાંખે છે તેવા ઘોડાની માફક આ પુર જોસથી નદીયે ઘણું બળ કર્યું. અને ઊંચે પીળું ફીણ ઉછાળ્યું; અટકાવ તોડી નાંખ્યાને છુટા થવાને ખુશી થાતાં પાણી ઉછાળ્યું, અને પોતાના અતિશય વેગવાળા પ્રવાહનાં, ઘોરા, પાટિયાં અને કમાનના સ્થંભ વિગેરેને ચકરી ખવડાવી ઘસડી જઇ ડુબાડી દેતાં, સમુદ્ર તરફ ઉતાવળથી તે નદી ધસી.

૫૭ બહાદુર **હોરેશીઅસ** એકલો ઉભો રહ્યો; પણ મનમાં

તો તે હજુ સુધી (ડગ્યો નહી હતો પણ) નિશ્ચલ હતો. નેવું હજાર-નું દુશ્મનનું લશ્કર એક તરફ હતું ને બીજી તરફ પહોળીને પુરવાળી નદી હતી, નિંદ્ય **સેકસ્ટસ** પોતાના ફિક્કા ચહેરા ઉપર હાસ્ય લાવી બોલી ઉઠયો "તેને કતલ કરો." **લાર્સપોર્સીના** બોલી ઉઠયો "હવે તું તારી મેળે અમારી કૃપાને તાબે થા." ( તારો બચાવ ફક્ત અમારી કૃપા ઉપર છે માટે હવે શરણ આવ. )

૫૮ જાણે કે તે બાયલા લસ્કરને જોવાને ધિક્કારતો હોયની તેમ તે પાછો વળ્યો. **લાર્સ પોર્સીના** કે **સેકસ્ટસ**ની જોડે લગારે બોલ્યો નહી. પણ **પેલેટીનસ**ની ટેકરી ઉપર પોતાનો શ્વેત દ્વાર મંડપ જોયો, અને **રોમ**ના મિનારા પાસે વહેતી નદીને કહ્યું:–( વિનંતિ કરી—

૫૯ " ઓ પિતા **ટાઇબર** ! **ટાઈબર** ! જેની હમેશાં **રોમનો** સ્તુતિ કરે છે તે પિતા **ટાઈબર** ! તું, એક **રોમન**ની જીંદગી ને તેનાં શસ્ત્ર તારી રખેવાળીમાં રાખ." આમ તે બોલ્યો. અને બોલતાં બોલતાં પોતાની પાસેની પ્રિયકારી તરવાર મ્યાન કરી. અને પીઠ ઊપર પોતાના બખ્તર સાથે તે ભરતી વાળી નદીમાં એકદમ કુદી પડયો.

૬૦ હર્ષનો કે દીલગીરીનો પોકાર બન્ને કિનારામાંના એકે કિનારાપરથી સંભળાયો નહી. પણ તે જ્યાં ડુબ્યો ત્યાં આગળ મિત્ર અને શત્રુ, અડધા ઉઘાડા મ્હોં અને તણાતી આંખો સાથે ચુપ વિસ્મયથી, તાકી તાકીને જોતા ઉભા રહ્યા. અને જ્યારે મોટા મોજા ઉપર તેનું માથું દેખાયું. ત્યારે આખા **રોમે** હર્ષનો પોકાર કર્યો અને **ટસ્કની**ના લસ્કરના માણસો પણ ભાગ્યેજ હર્ષના પોકાર કરતાં અટકયાં.

૬૧ વર્ષાઋતુને લીધે ઉભરાઇ ગયેલી નદીનો પ્રવાહ પુરવેગમાં હતો. **હોરેશીઅસ**નું રૂધીર પુષ્કળ વહેતું હતું; અને તે ભારે

દુ:ખમાં હતો; અને બખ્તરથી ભારવાળો, અને પરસ્પર ઘા માર્યાથી પરિશ્રમ પામ્યો હતો; તેઓએ તેને વારંવાર ડુબતાં જોયો. એમ ધાર્યું પણ વળી તે ઊંચે આવ્યો,

૬૨ હું ધારૂંછું કે આવો ભયંકર સ્થીતિમાં, આવા સબળ પુરમાં કોઇપણ તારાએ સામા કિનારાપર સહીસલામત આવવાને મહેનત નહીં કરી હોય. પણ **હોરેશીઅસ**ના અવયવોને બહાદુરીથી તેના હોંશિયાર હ્રદયે ઉંચે રાખ્યા ને આપાણું હિત ઇચ્છનાર પિતા **ટાઇબરે** બહાદુરાઇથી તેની હડપચીને ઉંચે રાખી.

૬૩ નિંદ્ય કર્મ કરનાર **સેક્સ્ટસ** બોલ્યો. "પરમેશ્વર !! તેનું ભુંડું કરો. હજુ તે નીચ માણસ ડુબી મરતો નથી. જો તેણે અટકાવ નહી કર્યો હોત, તો સાંજ પડતાં પહેલાં આપણે શહેર લુટયું હોત." **લાર્સપાર્સીના** બોલ્યો "પરમેશ્વર તેનું ભલું કરો. અને સહીસલામત કિનારા ઉપર આણો, કેમકે આવું પરાક્રમી બહાદુરીનું કામ આગળ કદી પણ જોવામાં આવ્યું નહીં હતું."

૬૪ પણ હવે તો તેના પગ નદીના તળિયાને અટકે છે. હવે તો સુકી જમીન ઉપર તે ઉભો રહે છે. અને તરતજ રાજસભા મંડળીના સભાસદો તેના લોહીવાળા હાથ દાબવાને તેની આસપાસ ટોળે મળે છે. વળી તે હર્ષના પોકાર તથા તાળીયો તથા હર્ષના આંસુ આવવાથી ડુસકાં ખાતાં ખુશી થયેલા લોકના ટોળાંથી ઊંચકાયેલો શહેરમાં પેસે છે.

૬૫ તેઓએ તેને બે બળવાન બળદ સવારથી તે સાંજ સુધી હળ ફેરવતાં ઘેરી લે તેટલી પ્રજા હકની જમીનમાંથી દાણો નિપજાવી શકાય તેટલો ગરાસ બક્ષીસ આપ્યો અને તેઓએ ધાતુની એક તેની પ્રતિમા બનાવી અને એક ઉંચી જગાએ તેને ગોઠવીને જો હું જુઠું બોલતો હોઊં તો તેની નિશાની પુરવાને હજી તે હયાત છે.

૬૬. તે સધળા લોકોને જોવાને માટે **કોમી[illegible]અમમાં** ખુલ્લુ

મુકેલું છે. **હોરેશીઅસ** પોતાના બખ્તર સાથે એક ઘુંટણ ઉપર ઉભો છે. અને અસલના પ્રતાપી કાળમાં તેણે કેવી બહાદુરાઈથી પુલનો બચાવ કીધો તે વિષે તેની નીચે ચળકતા સુવર્ણ અક્ષરમાં લખેલુંછે.

૬૭ અને હજી પણ **વોલ્સીઅન** લોકોપર સખ્ત હુમલો કરવાને તુરિનો નાદ બોલાવે છે તેની માફક **રોમન** લોકોને ઉશ્કેરતું તેનું નામ સંભળાય છે. અને અસલના પ્રતાપી કાળમાં સારી રીતે પુલનું રક્ષણ જે **હોરેશીઅસે** કર્યું તેના હૃદય જેવા બહાદુર હૃદયવાળા પુત્રને માટે હજુ પણ **જૂનો**ની પ્રાર્થના સ્રિયો કરે છે.

૬૮–૬૯–૭૦ અને શિયાળાની રાત્રિયે જ્યારે ઉત્તર દિશાનો શીત સમીર વાય છે અને બરફની અંદર વરૂની લાંબી ચીસો સંભળાય છે; અને જ્યારે એકાંત ઝુંપડીની આસપાસ તોફાનનો કાન ફોડી નાંખે તેવો અવાજ ધુધવે છે અને **આલ્જીડસ**ના લાકડાની જાડી ગાંઠો ઝુંપડીથી ચુલામાં તેના કરતાં પણ વધારે ધુધુ કરે છે.

૬૯ અને જ્યારે દારૂનું જુનામાં જુનું પીપ ખોલવામાં આવે છે અને મોટામાં મોટો દિવો સળગાવાય છે; અને જ્યારે **ચેસ્ટનટ** ફળ અંગારા ઊપર ગરમ થાય છે, તથા નાનું ઘેટાનું બચ્ચું લવારૂં લાંબા અણીદાર સળીયા ઉપર ઉથલાવાય છે; અને જ્યારે નાના અને મોટાં સળગતા લાકડાંની આસપાસ કુંડાળામાં ( તાપણી કરવા ) એકઠાં થાય છે; અને જ્યારે બાળકીઓ ટોપલીઓ ગુંથે છે છે અને બાળક કામઠાં બનાવે છે,

૭૦ અને જ્યારે ઘરધણી પોતાનું બખ્તર દુરસ્ત કરે છે અને ટોપનાં ફુમતાં ગોઠવે છે; અને જ્યારે ઘરધણીઆણીનો કાંટલો સાનંદથી સાળમાંથી પ્રકાશમાન થતો આવજા કરે છે ત્યારે અસલના પ્રતાપી કાળમાં **હોરેશીઅસે** કેવી સારી રીતે પુલનો બચાવ કીધો તે વાત હજુ પણ આંસુ અને હસાહસ સાથે કહેવામાં આવે છે.

**સમાપ્ત.**